# થીઓસોફી

અને

# તેના અભ્યાસના ફાયદા.

રેવરંડ બીશપ સી. ડબલ્યુ. લેડબીટર કૃત.

**What Theosophy does for us** પરથી

અનુવાદક:

સાકરલાલ મગનલાલ કાપડિયા.

પ્રકાશક:

બ્લૅવેટસ્કી લૉજ મુંબઈ.

( પ્રોપેગેન્ડા ફંડ )

કીંમત એક આનો.

# બે બોલ.

થીઓસોફી એટલે બ્રહ્મવિદ્યા, ફીલસુફી અથવા તત્વજ્ઞાનના શરૂઆતનાં અભ્યાસી ભાઇઓ તથા બ્હેનોને ઉપયોગી થઇ પડે એવા હેતુથી રેવરંડ સી. ડબ્લ્યુ. લેડબીટરના What Theosophy does for us નામના "અડિયાર પેમ્ફલેટ નં. ૧૨" પરથી મેં આ નાનકડું ચોપાનિયું તૈયાર કર્યું છે તે કોઇપણ ભાઇ અથવા બ્હેનને સહેજ પણ માર્ગદર્શક થઇ પડશે તો તેમાંજ મારી મહેનત સફલ થયલી હું માનીશ.

થીઓસોફીને લગતાં બીજાં ઇંગ્રેજી તથા ગુજરાતી પુસ્તકો મુંબઇ ના. ૭૨. એપોલો સ્ટ્રીટ કોટમાં આવેલાં થીઓસોફીકલ સોસાયટીના મેનેજરને લખવે યા મલવે મળી શકશે.

મુંબઇની બ્લેવેટસ્કી લોજના "પ્રોપેગેન્ડા ફંડ" માંથી આ તરજુમો છપાવવામાં આવ્યો છે તે માટે હું મેનેજીંગ કમીટીનો આ સ્થલે આભાર માનું છું.

૩૧, અનંતવાડી મુંબઇ નં. ૨. }
૨૦–૪–૧૯૨૨ }

અનુવાદક.

# થીઓસોફી

## અને

## તેના અભ્યાસના ફાયદા.

ઇશ્વરની હસ્તી, પ્રકૃતિ અને મનુષ્ય સાથેનો તેનો સંબંધ એ એવી બાનાઓ છે કે જે વિષે પાયાદાર સત્ય જાણવાને—તે સંબંધી બને તેટલું પૂરતું જ્ઞાન મેળવવાને–સવ વિચારવંત માણસો આતુર હોય છે. આપણે કયાંથી આવ્યા, કયાં જવાના છીએ અને આપણા જીવનનો હેતુ શો છે તે જાણવાની આપણને કુદરતી ઇચ્છા થાય છે. આ જગત્‌માં અનેક જાતના ધર્મસ્વરૂપો છે અને દરેક ધર્મે આ બાબતમાં પોત પોતાના સિદ્ધાંતો રજુ કરેલા છે; પણ એ સિદ્ધાંતો વિષે ઘણો મતભેદ છે. એક ધર્મ બીજા ધર્મથી એ વિષયમાં જૂદો પડે છે. દરેક ધર્માચાર્યે બીજાની માન્યતાઓને હસવાજોગ ગણી તેના પર પ્રહારો કર્યા છે અને તેથી જનસમાજનો મોટો ભાગ એમ માનતો થયો છે કે આ મુદ્દાઓ પર ચોક્કસ જ્ઞાન મેળવી શકાય તેમ નથી.

આમ હોવાને લીધે જગતની ગુંચો ઉકેલનાર એક યોગ્ય અને બુદ્ધિમાં ઉતરે તેવો સિધ્ધાંત છે–કુદરતનાં ભવ્ય સત્યો જેટલાં જણાવલાં છે તે વિષે એક સ્પષ્ટ મત જાહેર થયલો છે અને એ મત યા સિધ્ધાંત ધ્યેય તરિક માની લેવાનો નથી પણ તેનો અભ્યાસ કરી તેમાંથી સાર તારવી કાઢવાનો છે, એ બીના જગતને આશ્ચર્યકારક લાગે છે. થિઓસોફી–બ્રહ્મવિદ્યા એ સિદ્ધાંત પ્રતિપાદન કરે છે. તે એક ચોક્કસ વિજ્ઞાન છે, સદીઓની શોધ અને અનુભવનું તે પરિણામ છે.

બ્રહ્મવિદ્યાના આ યુગના અનેક અભ્યાસીઓએ તે સિદ્ધ કર્યું છે અને જેઓ એવી શોધ માટે લાયક બને તથા શ્રમ ખેડે તે બધાને તેની સત્યતાની ખાત્રી થઇ શકે તેમ છે.

## થિઓસોફી શું છે?

થિઓસોફી ધર્મ નથી, પણ તેનો ધર્મ સાથેનો સંબંધ પ્રાચીન દર્શનશાસ્ત્રોના ધર્મ શાસ્ત્રો સાથેના સંબંધ જેવો છે. તે કોઇનો વિરોધ કરતી નથી, પરંતુ સઘળા સિદ્ધાંતોનો ઉકેલ કરી તેમને એક બીજા સાથે સંગીતના સૂરની પેઠે એકતાર કરે છે. જે ઉપયોગી મુદ્દાઓ વિષે આપણે ભ્રમણામાં પડીએ છીએ તે બધાનું સત્ય મળી શકે છે અને તે સત્ય પ્રકાશમાં લાવનાર જ્ઞાનીઓની એક સંસ્થા ક્યારની હસ્તીમાં આવી છે એમ તે શીખવે છે. વિધવિધ ધર્મના કથનોને જુદી જુદી દૃષ્ટિએ તપાસી તે સત્ય શોધે છે અને પુરાવામાં ટાંકે છે કે એ કથનો ગમે તેટલાં વિરોધી જણાતાં હોય છતાં બધાં સમજી શકાય એવાં છે. વળી થિઓસોફી આપણને વિજ્ઞાન અને ધર્મનો પરસ્પર સંબંધ સમજાવે છે. વિજ્ઞાન અને ધર્મ સામાન્ય રીતે મનાય છે તેમ એક બીજાનાં વિરોધી નથી. ઉલટું સત્ય ધર્મે સાયન્સને તો વધાવી લેવું જોઇએ કેમકે વિજ્ઞાન ધર્મનાં કથનોના પુરાવા પૂરા પાડે છે. વિજ્ઞાનને પણ ધર્મ પાસેથી ઘણું શીખવાનું છે. સાયન્સની શોધખોળો કઇ દિશામાં આગળ વધારવાથી અતિ ઉપયોગી સત્ય મળે તે ધર્મ બતાવે છે. ખુદ થિઓસોફીજ વિજ્ઞાન છે, સૌથી શ્રેષ્ઠ વિજ્ઞાન છે કેમકે તે આત્માની શોધમાં મથે છે. તે સાયન્સની રીતિઓનો ઉચ્ચ ભૂમિકાઓ પર ઉપયોગ કરીને જે વિશાલ ક્ષેત્ર સ્થૂલ ભૂમિકા પર દૃષ્ટિએ પડતું નથી તેમાંથી સત્યો તારવી કાઢે છે. જીવનની અનેક ગુંચો તે ઉકેલે છે, અનેક ભેદોને ભેદી

નાખે છે અને એકજ યોજનાના સર્વ અંગ છે એમ સિદ્ધ કરી એ સર્વ અગમ્ય વાતોને તે બુદ્ધિમાં ઉતરે તેવી સ્પષ્ટ બનાવે છે.

## ઇશ્વર છે કે ?

જે શોધો કરવામાં આવી છે તે પરથી ત્રણ પાયાદાર સત્યો જણાયાં છે. એ કાંઇ પુરાણીઓના ગપગોળા નથી, મહાપુરૂષોના પવિત્ર મંત્રો નથી; પણ અનેક અભ્યાસીઓએ સાબીત કરેલા નિશ્ચીત સાયન્સના પુરાવાઓ છે. આ ત્રણ સત્યો નીચે પ્રમાણે છે:

૧. પ્રભુની હયાતી છે અને તે કલ્યાણકર્ત્તા છે. તે મહાન જીવન આપનાર છે. તે આપણામાં વસે છે તેમ સઘળે તેનો નિવાસ છે. તે અમર છે અને નિરંતર પરમાર્થી છે. તેનો સ્વર સંભળાતો નથી, તે નજરે પડતો નથી, તેનો સ્પર્શ પણ કરી શકાતો નથી; છતાં જેઓ તેના દર્શન કરવા ચાહે તે તેના દર્શન કરી શકે છે.

૨. મનુષ્ય અમર છે અને તેનાં ભાવી સૌંદર્ય તથા ભવ્યતા પાર વિનાનાં છે.

૩. અદલ ઇન્સાફનો દૈવી કાયદો આખા વિશ્વનું તંત્ર ચલાવે છે તેથી ખરી રીતે દરેક મનુષ્ય પોતેજ પોતાનો ન્યાયાધિશ છે. તે પોતેજ શોક અથવા આનંદ પેદા કરે છે, તે પોતેજ પોતાના જીવનનો વિધાતા છે અને તે પોતેજ સજા પણ વ્હોરી લે છે.*

---

* આ નિબંધનો હેતુ ઈશ્વરી યોજના વિષે ખુલાસો કરવાનો નહિ પણ વ્યવહાર જીવનમાં તેનાં પરિણામો બતાવવાનો હોવાથી એ વિષે જેઓ વધુ જ્ઞાન મેળવવા માગતા હોય તેમણે An Outline of Theosophy નામનું પુસ્તક વાંચી લેવું.

જ્યારે આ ત્રણ ભવ્ય સત્યો અને તે પરથી ઉપજતા સર્વ સ્વાભાવિક અનુમાનો મનુષ્ય સમજી શકે છે ત્યારે માનવ જીવનમાં એવું ભારી પરિવર્ત્તન થાય છે કે જેની કલ્પના પણ ન થઇ શકે. અત્રે અતિ ઉપયોગી વિચારોમાંના કેટલાક વિષે ખુલાસો આપી બાકીના વિચારો વિષે વાંચનારનેજ વિચાર કરવાની વિનંતી કરવામાં આવે છે.

## વિકાસ ક્રમ.

જગતમાં એક મહા શક્તિ છે, તે વિકાસક્રમ ( evolutiton ) ને દોરે છે. પ્રભુ સર્વ પ્રેમી અને સંપૂર્ણ જ્ઞાની છે; એટલું જાણતાંજ આપણે જોઇ શકીએ છીએ કે જે જે વસ્તુ તેની યોજનામાં હસ્તી ધરાવે છે તે બધી પ્રગતિમાં મદદગારજ હોવી જોઇએ. આપણને ભાન થાય છે કે બધી વસ્તુઓ દૂરના ભવિષ્ય માટે નહિ પણ ચાલુ સમયમાં અને આજ પલે પણ—કલ્યાણનેજ ખાતર કાર્ય કરી રહી છે. હાલમાં મનુષ્યની હાલત ગમે તેવી હોય તો પણ તે અંતે અનિર્વાચ્ય આનંદમાં લીન થઇ જવાનો છે એ બીના તદ્દન ખાત્રી ભરી છે. પણ એટલુંજ પૂરતું નથી. હાલમાં—આ પલે પણ તે દિવ્ય જ્યોતિ તરફ ધસ્યો જાય છે. અને તેની આસપાસના બધા સંજોગો તેને મદદ રૂપ છે—નડતર રૂપ નથી; પણ એ સંજોગો ખરી રીતે સમજી લેવા જોઇએ. કમનસિબે આ જગતમાં દુઃખ અને આફતો વધારે છે એ વાત ખરી છે: પણ ઉચ્ચ ભૂમિકા પરથી જોતાં જણાશે કે દુઃખો, ભલે ગમે તેવાં ભયંકર હોય તોપણ, નામના અને થોડાં વખતના છે અને તે બધાંનો ઉન્નતિ માટે ઉપયોગ થઇ રહ્યો છે.

સ્થૂલ નજરે જોતાં આ સત્ય નજરે પડતું નથી; પણ જો આપણે જરા ઉંચે ચઢીએ અને આત્માની નજરે જોઇએ તો દીવાની જ્યોત જેવું બધું સ્પષ્ટ જણાશે અને આપણે તે સમજી શકીશું. જીવનના ભીતરમાં જ્યારે આપણે આપણી આંખો આખો વખત કોઇ દૃષ્ટિથી

બહીપર તાકીને જોઇશું તો આપણે કદિ પણ તેનો સાચો અર્થ ઝડપી શકીશું નહિ. પણ જો આપણે આપણી વિચારભૂમિકાના ઉંચા સ્થલ પર જઇને જોઇશું તો ઉપરથી નીચે રહેલી આખી વસ્તુ જોઇ શકીશું. ખરી વાત એ છે કે જગતનું આખું તંત્ર યોગ્ય રીતેજ ચાલ્યા કરે છે. કોઇ અણદીઠ ભવિષ્યમાં બધું નિયમીત થઇ જશે એમ નથી; આ પલે પણ, નિરંતર ઝઘડા અને દેખીતા દુઃખોની વચ્ચેથી વિકાસક્રમનો પ્રબલ પ્રવાહ વહ્યો જાય છે અને તેથી બધું સુવ્યવસ્થિત છેજ કેમકે બધા જીવો નિયમીત રીતે છેવટના લક્ષસ્થાન ( goal ) તરફજ ચાલ્યા જાય છે.

## દુનિયામાં દુઃખ છે ?

ધસમસતી નદિનો પ્રચંડ વેગ નજર સામે ખડો કરો. માની લો કે નાયગારાનો રાક્ષસી ધોધજ વહ્યો જાય છે અને પાણીની સપાટીપર એક નાનું જંતુ તણાઇ જાય છે. ફૂફારા મારતા પાણીના પ્રચંડ મોજાંઓ રસ્તામાં આવતાં પત્થરો અને ટેકરીઓને કચડી નાખી આમથી તેમ ધસ્યાં જાય છે. આવી વખતે તે જંતુ પાણીના તોફાની તરંગો શિવાય બીજુ શું જોઇ શકે ? તે જંતુને તો એમજ લાગે કે આખી દુનિયા નાયગરાના પ્રચંડ ધોધ જેવી તોફાની, ગુંચવારાભરી અને અમર્યાદિત છે. જીવનમાં કોઇ પણ જાતના હેતુ યા સમજી શકાય તેવા ધ્યેય વિના આખી દુનિયા આમથી તેમ ધસડાતી જાય છે એમજ તે માની લે છે. પણ એ તોફાનમાંથી નીકળી ઉપર આવો-કિનારાપર જઇ ઉભા રહો અને તરતજ આપણને જણાશે કે પાણીનો પ્રવાહ આગળજ ધસ્યો જાય છે અને જો કે કોઇવાર પાણીનાં વમળ પાછાં વળતાં જણાય છે છતાં અંતે એજ વમળો આખા પ્રવાહની સાથે આગળને આગળજ ધપે જાય છે.

આબાદ એવીજ રીતે જે તત્વજ્ઞાની પોતાના આત્માને જગતના તોફાન અને દમામથી અલગ કરી ઉંચેથી નજર ફેંકે છે તે આપણને જે

બહારથી ખરાબી દેખાય છે તેનું ખરૂં સ્વરૂપ ઓળખી શકે છે અને પ્રગતિના મહા ધોધની જાણે સામે થતાં હોય તેમ જગતનાં તોફાનોના મિથ્યા પ્રયાસ પણ તે જોઇ લેછે. તે સાથે તે એ પણ જુએ છે કે આગળ વધતા પ્રગતિના દૈવી કાયદાને આ બાહ્ય દુઃખો સાથે નાયગારાના ભયંકર પ્રવાહને તેની સપાટીપરના બુદબુદો સાથે જેવો સંબંધ છે તેવોજ સંબંધ છે. તેથી જેઓ સહન કરે છે તેમના તરફ તે દિલસોજી રાખે છે છતાં એ બધાં દુઃખોનું છેવટ શું આવશે તે પણ તે જાણે છે. અને તેથીજ નિરાશા કે લાચારી તેને કદિપણ સ્પર્શી શકતી નથી. તે આજ વિચારથી પોતાનાં તેમજ જગતનાં દુઃખો અને આફતોને લાગુ પાડે છે અને તેથી તેની થિઓસોફીનું એક મહાન પરિણામ એ આવે છે કે તેનું હૃદય પૂર્ણ નિર્મલ રહે છે. નહિ. તેથીય વધારે તે હમ્મેશાં આનંદી અને હસમુખોજ રહે છે.

## નિરંતર આનંદી રહો.

તેના દીલમાં ચિંતાનો સમૂળો અભાવ છે કેમકે ખરૂં જોતાં ચિંતા કરવાનું કંઇ કારણજ નથી. તે જાણે છે કે બધાનું અંતિમ પરિણામ સારૂંજ આવવાનું છે. તેનું ઉંચું વિજ્ઞાન તેને મહાન આશાવાદી બનાવે છે. તે જોઇ શકે છે કે કોઇ માણસ અથવા કોઇ ચળવળમાં જે ખરાબી હોય તે થોડા વખતનીજ છે કેમકે તે વિકાસક્રમના ન રોકી શકાય તેવા ઝરણની સામે બાથ ભીડે છે. જ્યારે કોઇ મનુષ્ય અથવા કોઇ ચળવળમાં જે કાંઇ સારૂં હોય તે ચિરંતન અને ઉપયોગી છે કેમકે તેની પાછળ પ્રબલ પ્રગતિના પ્રવાહનું બલ છે. તેથી તે ટકી શકે છે. છતાં એક પલ પણ એમ માનવાનું નથી કે તે સત્યના અંતિમ વિજય વિષે પૂર્ણ ખાત્રીવંત હોવાથી જગતમાં તેની આસપાસ જે દુઃખો જણાય તે જોઇને તે બેદરકાર અથવા શાંત રહી શકે. તે જાણે છે કે પાપોની સામે તેની સઘળી શક્તિથી લડવાની તેની પ્રબલ

ફરજ છે કેમકે તેમ કરવાથી તે મહાન પ્રગતિક્રમની પડખે રહીને કામ કરે છે અને છેવટના વિજયને વધારે નજદીક લાવે છે. જેઓ પોતાના માનવ બંધુઓને મદદ કરવાને વલખાં મારે છે તેઓ લાચારી અને નિરાશાથી દબાયલા હોય છે. તત્વજ્ઞાનીના શબ્દ કોષમાં લાચારી ને નિરાશા તો હોતાંજ નથી તેથી તે મનુષ્યોના કલ્યાણને માટે બધા કરતાં વધારે ઉત્સાહથી મંડયા રહે છે.

## મોતથી બ્હીવાની જરૂર નથી.

થિઓસોફીના અભ્યાસથી બીજું અતિ કિમતી પરિણામ એ આવ્યું છે કે તેનો અભ્યાસી નિર્ભય બને છે. ભય કઇ જાતની ચીડીયા છે તે તે જાણતો નથી. ઘણા માણસો એક યા બીજા કારણસર ચાલુ ચિંતા અને ભયથી ધ્રુજ્યા રહે છે. તેમને કાંઇ થઇ જશે તો? એવો તેમને ભય લાગ્યા કરે છે. અમુક કામમાં નિષ્ફલતા મળશે તો? આવા આવા વિચારથી તેમના દીલ ચાલુ અશાંતિના ભોગ થઇ રહે છે. તેમના ભયનો મોટો ભાગ સાવ બીનજરૂરી હોય છે અને જેનો ભય રાખ્યો હોય છે તે કદિ નજરે પણ પડતા નથી. છતાં આ વાત સત્ય છે કે લોકોનો મોટો ભાગ આ રીતે પોતાની જાતને બીન જરૂરી દુઃખ દે છે. બધા કરતાં ગંભીર ભય મોતનો ભય છે. અસંખ્ય માણસો મૃત્યુના કરાલ કાલને સામેજ જોયા કરે છે. જાણે તેમના માથાપર તલવાર લટકતી હોયની તેમ તેઓ મૃત્યુથી ધ્રુજ્યા કરે છે.

## મોત એટલે લાંબી ઉંઘ.

પણ જેઓ થિઓસૉફીનો અભ્યાસ કરી, તે જીવનમાં ઉતારે છે તેમનો આ ભય સમુળો નાબુદ થાય છે. જ્યારે આપણે પુનર્જન્મનું ભવ્ય સત્ય જાણી લઇએ, જ્યારે આપણે જાણીએ કે પૂર્વે અનેકવાર આપણે આપણા ખોળીઆં બદલ્યાં છે ત્યારે આપણને જણાય છે કે મૃત્યુ ઉંઘના કરતાં જરાય વધારે નથી. દિવસના

થાક પછી ઉંઘ આવીને આપણને આરામ અને તાઝગી બક્ષે છે તેમ આ પૃથ્વીપરના મજુરીના દહાડા, જેને આપણે જીંદગી કહીએ છીએ, તેના થાક પછી આરામ આપવાને તથા આપણા પ્રવાસમાં આપણને મદદ કરવાને સુક્ષ્મ તથા સ્વર્ગિય જીવનની લાંબી રાત આવે છે. થિઓસોફીસ્ટને મન મોત એટલે થોડો વખત આ માંસના ઝભ્ભાને દૂર ફેંકી દેવો તે! તે જાણે છે કે જેટલો અનુભવ મેળવી શકાય તેટલો મેળવવા માટે આ શરીરનું રક્ષણ કરવાની તેની ફરજ છે; પણ જ્યારે તે તજી દેવાનો સમય આવે છે ત્યારે તે આભારની લાગણી સાથે તેનો ત્યાગ કરે છે કેમકે તે જાણે છે કે બીજી જીંદગી આના કરતાં પણ વધારે આનંદ ભરી હશે. આમ હોવાથી તે મૃત્યુથી ડરતો નથી જો કે તે સમજે છે કે નક્કી કરેલા સમય સુધી તેને આ જીવન જીવવુંજ પડશે કેમકે તે અહિંયા પ્રગતિ કરવાના હેતુથી આવેલો છે અને એ પ્રગતિનોજ માત્ર તેને ખ્યાલ કરવાનો છે. આટલું જાણતાંજ મનુષ્યના જીવનની ભાવનામાં કેવો ફેરફાર થઇ જાય છે તેનો ખ્યાલ કરો. જીવનનો હેતુ આટલા પૈસા મેળવવાનો કે અમુક પદવી મેળવવાનો નથી એ જ્યારે આપણે સમજી લઇએ ત્યારે એકજ બીના ઉપયોગની જણાય છે અને તે ઇશ્વરી યોજના સફલ કરવાની: એટલા માટેજ આપણે અહિં આવ્યા છીએ અને આ હેતુ આગળ બીજા બધા ખ્યાલોને રામ રામ કરવા જોઇએ. સત્ય વસ્તુ સમજવાની ફક્ત જરૂર છે. તે સમજાઇ એટલે બધા ભય એની મેળે નાબુદ થઇ જાય છે.

## ધાર્મિક ચિંતા ખોટી છે.

થિઓસોફીના અભ્યાસથી બીજો જે અગત્યનો લાભ આપણને થાય છે તે એ છે કે આપણી દરેક ધાર્મિક ચિંતા, મુશ્કેલી તથા ભયનો અંત આવી જાય છે. આપણામાંના ઘણા ઉમદા અને ભલા માણસો હમ્મેશાં મનમાં એવા ભયને પોષ્યા કરે છે કે ન કરે ને કંઇ કારણસર

તેમને છેવટની ઘડીએ ફેંકી દેવામાં આવે; કોઇ વાતમાં કદાચ તેમની કાંઇ ભૂલ થઇ જાય તો ?–તેઓ તેમનો ધર્મ જે માગણીઓ કરે છે તેનો અર્થ કદાચજ સમજે છે.

પણ જ્યારે આપણે સ્પષ્ટ રીતે જોઇ શકીએ કે ઇશ્વરી ઇચ્છા આપણને ઉંચામાં ઉંચા શિખર પર લઇ જવાની છે ત્યારે આ બધી ચિંતાઓ લોપ થઇ જાય છે. આપણી ખાત્રી થઇ જાય છે કે આપણી ઉન્નતિ રોકી શકાય તેમ નથીજ. રસ્તામાં જે કાંઇ આવે અથવા આપણને જે કાંઇ થાય તે આપણને એ ઉંચામાં ઉંચા ધ્યેયને પહોંચવામાં મદદ રૂપ છે અને ફક્ત આપણે પોતેજ આપણા વિકાસને અટકાવ રૂપ થઇએ છીએ. જ્યારે આપણે આ વાતનું ખરેખરૂં રહસ્ય સમજીએ છીએ ત્યારે જીવનની આપણી વ્યાખ્યામાં કેવો મહાન ફેરફાર થઇ જાય છે ? એ જાણ્યા પછી આપણા શરીર માટે આપણે દુઃખી થતા નથી કે ભય પામતા નથી. આપણે આગળ ને આગળ વધ્યા જઇએ છીએ અને આપણી નજર સામે જે કર્ત્તવ્ય આવે છે તેનું આપણી સઘળી શક્તિ ખર્ચી નાખીને પાલન કરીએ છીએ કેમકે ત્યારે આપણી ખાત્રી હોય છે કે જો આપણે આપણું એ કર્ત્તવ્ય બરાબર અદા કરીશું તો અનંત ચિંતાઓ આપણને સહન કરવી નહિ પડે અને આપણું કલ્યાણ અવશ્ય થશેજ.

## તારી જાતને ઓળખી લે.

એક ગ્રીક કહેવત સાચુંજ કહે છે કે "તારી જાતને ઓળખી લે." આપણી જાતને પીછાનવાનો અને આપણી નિર્બલતા ખોળી કાઢવાનોજ આપણો હેતુ હોવો જોઇએ. પણ તે પણ બુદ્ધિ પુરઃસર અને સામાન્ય અક્કલ અનુસાર કરવું જોઇએ. નાદાન બચ્ચાંઓ કે જેઓ એક બગીચો બનાવી તેના છોડ કેટલા ઉગ્યા છે તે જોવા માટે તેમને વારંવાર ખેંચી જુએ છે તેમ આપણે કરવું ન જોઇએ. ક્રમ-

નસિબે જનસમુહનો મોટો ભાગ એમજ કરે છે. તેઓ વારંવાર પોતે કેટલા આગળ વધ્યા છે તે જોવા માટે વિકાસનાં મૂલ ખોદયા કરે છે. ચુપચુપ પોતાની ફરજ બજાવીને તેઓ સંતોષ પામતા નથી કેમકે તેઓ જાણતા નથી અથવા તેમને શ્રદ્ધા નથી કે જો તેઓ તેમનું કર્ત્તવ્ય બજાવી, પોતાનાં ભાઇ બહેનોને મદદ કરવાને તૈયાર રહેશે તો દૈવી શક્તિ તેમને જરૂર ધીમે ધીમે પણ મક્કમ પગલે આગળ અને આગળજ લઇ જશે. દૈવી શક્તિ જે માણસ સત્ય દિશાએ મુસાફરી કરતો હોય, તેનાથી બની શકે તેટલી બધી શક્તિનો ભોગ આપી કર્ત્તવ્ય બજાવ્યો જતો હોય તો તેને અવશ્ય ઉંચે ને ઉંચેજ લઇ જાય છે.

## એકજ પિતાનાં બાલકો.

આપણે બધા એક મહાન વિકાસક્રમના અંશ છીએ અને એકજ પિતાનાં સંતાન છીએ આટલું જાણ્યા પછી માનવ જાતિનો વિશ્વ વ્યાપક બંધુ ભાવ કવિની કલ્પના સમો નહિ પણ મહાન સત્ય સમોજ જણાય છે. વિશ્વ બંધુ ભાવના હાલમાં આ સ્થલે, આ પલે હસ્તીમાં છે. અને એટલા માટેજ થિઓસોફિકલ સોસાઇટીનો પ્રથમ હેતુ વિશ્વ બંધુભાવનાનો પ્રચાર કરવાનો તથા તેનું ભાન કરાવવાનો રાખવામાં આવેલો છે. માનવજાતિને એકત્ર કરવાની-બંધુ ભાવની સોનેરી સાંકળથી જોડવાની ખાત્રી આપણા જીવન ક્ષેત્રને અત્યંત વિશાળ બનાવે છે અને દરેક વસ્તુવિષે વિચાર કરતાં આપણે ઉદારતાથી વિચાર કરીએ આપણી જાતને-સ્વાર્થને ભુલી જઇએ છીએ. સામાન્ય માણસ દરેક ચીજને પોતાની સ્વાર્થી નજરે જુએ છે; એ ફક્ત એટલોજ વિચાર વારંવાર કરે છે કે અમુક વસ્તુથી તેના જીવનપર કેવી અસર થશે; જો તે પોતાની જાતિપર તે બનાવની અસરનો વિચાર કરશે તો તે તેનો બીજો વિચાર હશે-પહેલો નહિ. થિઓસોફી આપણને શીખવે છે કે બધાનું સાચું કલ્યાણ એક બીજા સાથે જોડાયલું છે અને કોઇપણ માણસ બીજાને ભોગે અથવા બીજાને

દુ:ખ દઇને પોતાને કદિ પણ સાચો લાભ કરી શકતો નથી. આ વાત કાંઇ ધર્મની આજ્ઞા પેઠે માની લીધેલી નથી. પણ તે સાયન્ટીફીક પ્રયોગની પેઠે સિદ્ધ થયલી બીના છે.

## સામાન્ય માણસની ભ્રમણા.

ઘણા માણસો એવી ભ્રમણામાં ગોથાં ખાય છે કે જ્યારે તેઓ બીજાને છેતરે છે અથવા નુકશાન કરે છે ત્યારે તેમને વધારે લાભ થાય છે. તે કદાચ એવો પણ વિચાર કરે છે કે આવી છેતરપિંડી કરીને તેણે જે પૈસા ભેગા કર્યા છે તે બતાવીને પોતાની વાત સાચી છે તેનો તે પૂરાવો આપી શકે છે પણ ખરૂં જોતાં તેઓ એકજ આંખે જુએ છે, જે વસ્તુ અસ્થિર છે તે પરજ નજર રાખે છે અને સર્વ કાલને માટે કિમતી થઇ પડે એવી બધી વાતને બાજુએ મેલી દે છે; કેમકે સ્થૂલ માંસલ શરીર કરતાં જગતમાં કૈંક વધારે ઉંચી અને વધારે મહાન વસ્તુ હયાતીમાં છે. શરીર એ તો માત્ર એક ઝભ્ભો છે અને જે જરૂરની ચીજ છે તે એ ઝભ્ભા પરની અસર નથી પણ તે પહેરનાર માણસપર થતી અસર છે. તપાસ પરથી જણાઇ આવ્યું છે કે આવા કપટી કામોથી સાચા મનુષ્યપર—આત્માપર થતી અસર તેને ધીમે ધીમે છેલ્લા પગથિયા સૂધી નીચે ગબડાવી નાખનારી હોય છે. આથી ખરી સ્થિતિના જ્ઞાનની ગેરહાજરીમાં એવો માણસ ગંભીર રીતે પોતાની પ્રગતિમાં, બહારથી દેખાતા ન્હાના લાભને ખાતર, મોટી અડચણો ઉભી કરે છે.

વાસ્તવિક રીતે આખી માનવજાતિ એકજ છે. તેથી જે કામ એક માણસને હાનિ કરે છે તે કદિપણ બીજાને સાચો લાભ આપી શકે નહિ કેમકે જે હાનિ થાય છે તે હાનિ કરનારનેજ ફક્ત નુકશાન કરતી નથી પણ તેની અસર તેની આસપાસના સંબંધીઓ પર પણ થાય છે. આ પરથી શોધકની તીવ્ર બુદ્ધિ જાણી લે છે કે બીજાને ભોગે પોતાને કદિપણ કાંઇ ખાનગી લાભ થતો નથી અને તેનું એક માત્ર ખરૂં કલ્યાણ બીજાઓના

કલ્યાણમાં ભાગીદાર થવામાંજ છે. તેને એમ પણ જણાય છે કે આધ્યાત્મિક દિશામાં તે જે પ્રગતિ અથવા વિકાસ કરી રહ્યો છે તે તેના એકલાને માટે નથી પણ બીજાને માટે પણ છે કે જે આપણે " વિચારોની શકિત " એ નામના વિષયપર વિચાર કરતી વખતે વિસ્તારથી ચર્ચીશું.

જો માણસ જ્ઞાની તથા આત્મસંયમી થાય તો તે જરૂર બીજાની પાસેથી કંઇ પણ ઝૂંટવ્યા વિના પોતાનો ભંડાર ભરપૂર બનાવે છે. ઉલટું તે બીજાને મદદ કરવાને–બીજાને બળવાન બનાવવાને લાયક બને છે. પૂર્ણ એકતા વિષે ખાત્રી હોવાને લીધે તે જાણે છે કે આ સ્થૂલ જગતમાં પણ, ખરૂં જોતાં એકનો લાભ બીજાથી વિરોધી નો નજ હોઈ શકે તેથી આખી માનવજાતિને માટે જે કલ્યાણકર્તા ન હોઇ શકે તે એક વ્યકિતને પણ ખરો લાભ ન આપી શકે. એક માણસનો વિકાસ બીજાઓનો બોજો હલકો કરવામાં મદદગાર થવો જોઇએ. તાત્વિક દિશામાં એક માણસની પ્રગતિ એટલે આખી માનવજાતિનો થોડો–પણ તેટલા માટે નકામો તો નહિજ–વિકાસ ! આપરથી જણાશે કે જે દિવ્ય પ્રકાશ જોવા છતાં જીવનના દુઃખો અને આફતોની સામે બહાદૂરીથી લડે છે તે પોતાના ભાઇઓના દુઃખોનો ભારી બોજ પણ થોડોક હલકો કરે છે.

## સહનશીલતા તથા ઉદારતા.

જ્યારે મનુષ્ય નિરાશાવાદીની ઝાંખી આશાની પેઠે નહિ પણ એક વૈજ્ઞાનિક શોધ તરિકે, એક નિશ્ચિત સત્ય તરિકે આ બંધુ ભાવને ઓળખે છે, જ્યારે તેની તે વિષે પૂર્ણ ખાત્રી થાય છે ત્યારે તેની આસપાસના ભાઇ બહેનો પ્રત્યેનું તેનું વલણ અજબ જેવું ફેરવાઇ જાય છે. તે હમ્મેશાં બીજાને સહાય કરવાને, બીજા તરફ દિલસોજી દર્શાવવાને તત્પર રહે છે કેમકે તે જાણે છે કે જે વસ્તુ દૈવી ઇચ્છાની વિરૂદ્ધ હોય તે કદિપણ સત્ય હોઇ શકે નહિ અને તેથી તેવું કામ તેનાથી થઇ પણ ન શકે અને જ્યારે તે આટલું જાણે ત્યારે તે અત્યંત સહનશીલ અને ઉદાર બને તેમાં

કાંઇ નવાઇ નથી. તે હમ્મેશાં સહનશીલજ રહે છે કારણ કે તેનું તત્વજ્ઞાન તેને શીખવે છે કે જ્યાં સુધી એક માણસ ભલો અને સાચો હોય ત્યાં સુધી તેને શામાં શ્રદ્ધા છે એ બીના બહુ ઉપયોગી નથી. તે ઉદાર પણ થવોજ જોઇએ કેમ કે તેનું જ્ઞાન સામાન્ય માણસો જે સમજી શકતા નથી તેવી ઉદારતા બતાવવાની તેને શક્તિ આપે છે. થિઓસોફીનો અભ્યાસી અલ્પ જ્ઞાની કરતાં સત્ય અને અસત્યની ઘણી ઉંચી વ્યાખ્યા જાણે છે; છતાં તે પાપી તરફ બીજા માણસો કરતાં વધુ દયાળુ રહે છે કેમ કે તે માનવ સ્વભાવને વધારે સારી રીતે ભેદી શકે છે. પાપ કરતી વખતે પાપીને પાપ કેવું દેખાયું હશે તે તે સમજી શકે છે તેથીજ તે સામાન્ય માણસ કરતાં તેના તરફ વધુ ઉદારતા બતાવી શકે છે.

## નબળાનો રક્ષક અને દુઃખીનો મદદગાર.

પણ અહિંયાજ તે અટકતો નથી. સહનશીલતા, ઉદારતા, દિલસોજી વિગેરે ઉમદા ગુણોથી પણ તે વધુ આગળ વધે છે. તે મનુષ્યજાતિ પ્રત્યે સાચો પ્રેમ ધરાવતો થાય છે અને એ પ્રેમ તેને હમ્મેશાં નબળાનો રક્ષક અને દુઃખીનો મદદગાર થવાને પ્રેરે છે. માતાને અતિ વ્હાલથી ચાહતું બાલક હમ્મેશાં માને રાજી કરે તેવું કંઇ કામ કરવાને નિરંતર આતુર રહે છે. આબાદ એવાજ ભાવથી સાચો થિઓસોફીસ્ટ પોતાનાં ભાઇ બ્હેનોને મદદ કરવાના પ્રસંગની આતુરતાથી રાહ જુએ છે. બીજા માણસો સાથેના થોડીવારના સંબંધમાં પણ તેને સેવા કરવાની તક જણાય છે અને થિઓસોફી તેને એટલું બધું જ્ઞાન આપે છે કે કોઇપણ વિષયમાં તેના અભ્યાસીને કંઇ નવીન પ્રકાશ ન મળે એવું જવલ્લેજ બને છે.

## બલજબરીથી મનાવવાની ગંભીર ભૂલ.

વળી તે પોતાની માન્યતા બીજાઓપર બલજબરીથી ઠસાવતો નથી. ઉલટું તે તો જાણે છે કે બીજાના મનપર પોતાના વિચારો

લાદવાની ભૂલ અસંખ્ય માણસો ચાલુ કર્યા જાય છે. જો એક સામાન્ય માણસ રાજદ્વારી, ધાર્મિક, સામાજિક અથવા પ્રજામાં ચર્ચાતા કોઇપણ વિષયપર પોતાનો નિશ્ચિત મત બાંધી બેઠો હોય તો તે હમ્મેશાં પોતાના વિચારો બીજાપર બલાત્કારથી ઠસાવવાનો અને પોતે જે રીતે વિચાર કરે છે તેજ દિશાએ બીજાને ખેંચવાનો પ્રયત્ન કરે છે. થીઓસોફીસ્ટ આમ નથી કરતો કેમકે તે જાણે છે કે તેમ કરવાથી બુધ્ધિનો મૂર્ખતા ભર્યો બગાડ થાય છે અને તેથી તે દલીલમાં ઉતરવાની ના પાડે છે. જો કોઇ તેની સલાહ યા ખુલાસો માગે તો તે ખુશીથી આપે છે છતાં તેને બીજાને પોતાના વિચારમાં વટલાવવાની ઇચ્છા થતી નથી.

## પશુ પક્ષીઓ તરફ દયા.

જીવનના દરેક પ્રસંગમાં બીજાને સહાય કરવાની ઇચ્છા નિરંતર તેના દીલમાં રમ્યા કરે છે. ફક્ત મનુષ્ય બંધુઓનેજ નહિ પણ આપણી આસપાસના પ્રાણી જગતને પણ તે સહાયક થઇ પડે છે. કુદરત પ્રાણીઓના સમૂહને ઘણીવાર આપણી સાથે ગાઢ સંબંધમાં લાવે છે અને તે મારફતે આપણને જાનવરો માટે કંઇક કરવાની તક મળે છે. યાદ રાખવું કે જનાવરો પણ આપણા ભાઇઓ છે. આપણે બહુ બહુ તો તેમના મોટા ભાઇ ગણાઇ શકીએ. તેમનામાં પણ એકજ સમાન દૈવી જીવનનો ઝરો વહે છે. ખરું છે કે એ ઝરણ મંદ છે—તેમનો વિકાસ ઓછો થયલો છે; છતાં તેઓ આપણા ભાઇઓ છે અને તેથી નિરંતર આપણે એવાં કામો તથા એવા વિચારો કરવા જોઇએ કે જેથી તેમનું કલ્યાણજ થાય—તેમને હાનિ તો નજ થાય. આ રીતે આપણે તેમના પ્રત્યેની આપણી બંધુ તરિકેની ફરજ બજાવી શકીએ.

ટૂંકમાં કહેતાં થીઓસોફી એક સામાન્ય બુધ્ધિમાં ઉતરે તેવો સિધ્ધાંત છે. બ્રહ્મવિદ્યા પ્રભુ અને મનુષ્યના સંબંધ વિષે જેટલી આપણે સમજી શકીએ તેટલી ચોક્કસ હકીકત રજુ કરે છે અને સામાન્ય

બુદ્ધિની મદદથી એ સત્ય સમજી લઇ તે પ્રમાણે વર્તવાની સૂચના કરે છે. મનુષ્ય પાસે જીંદગી પરત્વે તે ફકત આટલીજ માગણી કરે છે. વિકાસક્રમના કાયદાઓને માન આપી મનુષ્ય પોતાના જીવનનો રાહ નિયમિત બનાવે એવી તે સલાહ આપે છે. બસ આટલુંજ: પણ એટલું કંઇ ઓછું નથી. એટલા પરથી તો મનુષ્યની દૃષ્ટિ મર્યાદાજ તદ્દન બદલાઇ જાય છે. તેના વિચારો, લાગણીઓ અને કર્મોને તે જૂદીજ દિશામાં વાળી લે છે. બ્રહ્મવિદ્યા તેને પારસમણી લાવી આપે છે. વિકાસક્રમના નિયમો એકવાર જાણી લીધા પછી મનુષ્યનું વલણ પોતાના પ્રત્યે તેમજ દુનિયામાં સંબંધમાં આવનારા સર્વ પ્રત્યે બહુ મધૂર અને મોહક થઇ જાય છે.

હમ્મેશાં તે પોતાના મનને આવા પ્રશ્નો પૂછયા કરે છે કે અમુક વસ્તુ સત્ય છે કે અસત્ય? તે વિકાસને સહાય કરે છે કે તેમાં હરકત નાખે છે? તેના મનમાં એક વિચાર અથવા લાગણી ઉત્પન્ન થતાં તેને ઉત્તેજન આપવું યોગ્ય છે કે કેમ તે તે તરત સમજી શકે છે. જો તેથી ઘણા જણાનું ભલું થતું હોય તો ઠીક છે; પણ જો તેથી કોઇ પણ વ્યક્તિ કે જીવનો વિકાસ અટકતો હોય તો તે ખરાબજ માનવું અને તેથી તેવા વિચારથી દૂર નાસવું. દુનિયાદારીના કોઇ પણ કામમાં તે આબાદ આજ નિયમ લાગુ પાડી શકે છે. જો તેના સિદ્ધાંત પ્રમાણે કોઇ ચળવળ સારી લાગે તો તે તેને અંતઃકરણપૂર્વક ટેકો આપે છે. પણ જો તેમ ન હોય તો તે સામો પડે છે.

## ઉંચા વિચારોની ટેવ.

જે માણસ આ રીતે સત્ય જોતાં શીખે તે અંગત સ્વાર્થ ભૂલી જાય છે અને હમ્મેશાં માનવજાતિના ઉચ્ચ વિકાસનોજ માત્ર વિચાર કરે છે. આમ થવાથી સંસારમાં તેના પગલાં સ્થિર થાય છે, તેનો માર્ગ સરલ બને છે અને અનિશ્ચિતતા તથા આનાકાનીને સ્થાન રહેતું

નથી. દરેક વસ્તુની તે કસોટી કરી લે છે. ઇશ્વરની ઇચ્છા મનુષ્યનો વિકાસ કરવાનીજ છે. જેથી આ વિકાસને મદદ મળતી હોય તેજ સત્ય હોવું જોઇએ. જેથી આ વિકાસમાં ખલલ નડે અથવા વિકાસક્રમને જરાપણ મંદ પાડે તે અસત્યજ હોવું જોઇએ—પછી ભલે એવા અસત્યને પ્રજાનો મોટો ભાગ માનતો હોય કે જમાના જૂના રિવાજનો તેને ટેકો હોય! સંસારમાં આપણે વારંવાર દૈવી કાયદાનો ભંગજ થતો જોઇએ છીએ છતાં આપણે જાણવું જોઇએ કે અજ્ઞાનને લીધે ઇશ્વરી નિયમની વિરૂદ્ધ જનારાઓની તુચ્છ વાંછનાઓ કરતાં ઇશ્વરી કાયદો વધુ બળવાન છે. એ કાયદા અનુસાર કાર્ય કરનાર ભવિષ્ય માટે કામ કરે છે અને કદાચ વર્તમાન કાલમાં તેના કાર્યની કદર ન થાય તોપણ તે જાણે છે કે ભવિષ્ય તેને જરૂર ન્યાય આપશે. દુનિયાનું તંત્ર ચલાવનાર પ્રભુના કાયદાઓ આપણને સત્ય માર્ગેજ જવાને પ્રેરે છે એ બીના જાણ્યા પછી અજ્ઞાનીઓના મતની આપણે બહુ ઓછી પરવા કરીએ છીએ.

## આત્મા અને શરીર.

વળી આ નિબંધની શરૂઆતમાં ટાંકેલાં ત્રણ ભવ્ય સત્યોમાંના બીજા સત્યમાંથી ઝરતા બુદ્ધિ ગ્રાહ્ય અનુમાનો પણ કંઇ જેવાં તેવાં ઉપયોગી નથી. સાચો મનુષ્ય આત્મા છે—નહિ કે શરીર—એ બીના સમજી જતાંજ દુનિયા વિષેની આપણી માન્યતામાં ગંભીર ફેરફાર થઇ જાઇ છે. સંસારી જીવનમાં આપણે એક આશ્ચર્યકારક વહેવારૂ જડવાદને લીધે " મારો આત્મા " એવો ઉચ્ચાર કરીએ છીએ—જાણે શરીર તે ખરો જીવ હોય અને ધારી લીધેલો આત્મા તેની માલીકીની કોઇ વસ્તુ હોયની તેમ! શરીર તેજ માણસ છે, એ જબરજસ્ત ભ્રમણાનો આપણે નાશ ન કરીએ ત્યાં સુધી સત્યનું ભાન થવું અશક્ય છે. સહેજ ઉંડા ઉતરતાં જણાઇ જશે કે શરીર તો એક જાતનું વાહન છે કે જેની મદદ વડે મનુષ્ય પંચ તત્વની બનેલી આ દુનિયામાં અમુક સ્વરૂપ ધારણ કરે છે પણ સાચો જીવ તો શરીરથી

તદ્દન જુદોજ છે. એ જીવ શરીર જીવતું હોય ત્યારે તથા શબ થઇ પડયુ હોય ત્યારે પણ ગમે ત્યાં જવાની શક્તિ ધરાવે છે.

આમ હોવાથી એ સ્પષ્ટ થાય છે કે જે જરૂરનું છે તે તો આત્માનું જીવન છે. શરીરને તો આપણે જરાય આનાકાની વિના ઉન્નત ભાવનાઓ માટે અર્પણ કરવું જોઇએ. બ્રહ્મ વિદ્યાનો ઉપાસક જાણે છે કે આ પાર્થીવ જીવન તેને વિકાસ ક્રમમાં આગળ વધવા માટે મળ્યું છે અને સૌથી અગત્યની વસ્તુ તેના જીવનનો વિકાસજ છે. આટલું સમજાઇ જાય તો જીવનના દૃષ્ટિ બિંદુમાં કેવો મોટો ફેરફાર થઇ જાય તે સહેલાઇથી સમજી શકાશે. સામાન્ય રીતે દુનીયાદારીઓ જે હેતુઓ નજર સામે રાખે છે તે હવે તુચ્છ લાગે છે કેમકે તે અમુક દ્રવ્ય કમાય અથવા અમુક પદવી મેળવે તે તો બહુ નજીવી બાબત છે. જીવનનો હેતુ સમજ્યા પછી એક માત્ર અગત્યની વસ્તુ તેને માટે દૈવી યોજના પાર પાડવાની છે. તે માટેજ તે આ જગતમાં જનમ્યો છે. એ સિવાયની બધી બાબતો તેણે ગોખલામાં મૂકી દેવી જોઇએ. તેના જીવનનો સાચો હેતુ તેના આત્માની શકિતનો તથા ચારિત્ર્ય( Character )નો વિકાસ કરવાનો છે અને હોવો જોઇએ. આ હેતુ સાથે તે દુનિયવી જીવનમાં દાખલ થાય છે કે જેથી તેનું સ્થુલ શરીર જે અનુભવ સુક્ષ્મ ભૂમિકાપર ન લઇ શકાય તે લઇ શકે અને પોતાની અમર શકિતની ખીલવટ કરી લે.

## મન, બુદ્ધિ તથા આત્માની ખીલવણી.

વિશેષ ઉંડાણમાં ઉતરતાં જણાશે કે શરીર સિવાય બીજાં પણ સાધનો મનુષ્યને મળેલાં છે અને તે દરેક પાસેથી તેને ઘણું ઘણું શીખવાનું છે. ફકત સ્થુલ શરીરનો વિકાસ કરીનેજ બેસી રહેવાનું નથી પણ મન, બુદ્ધિ અને તાત્વિક શકિતનો પણ વિકાસ કરવાનો છે. આ વિધ વિધ વિકાસ વિષે વિગતવાર સૂચનાઓ આપણા થિઓસોફિકલ સાહિત્યમાં મળી શકશે. પણ એવો વિકાસ કરવાનું મનુષ્યને ભાન થાય

અને તે તેમ કરવાનો નિશ્ચય કરે એટલામાંજ તેની અરધી જીત તો થઇ જાય છે. આ વિષયમાં વિચાર કરતાં તેણે ત્રણ મુદ્દા ધ્યાનમાં રાખવાના છે. ( ૧ ) આધ્યાત્મિક વિકાસમાં એકદમ આગળ વધી જઇ તે પૂર્ણાત્મા થઇ જાય એવી તેની પાસેથી માગણી કરવામાં આવતી નથી ( ૨ ) છતાં પૂર્ણાત્મા થવાની સઘળી શકિત તેનાજ હાથમાં સોંપાયલી છે અને ( ૩ ) પૂર્ણાત્મા થવાને માટે તેની સામે અનંત યુગો પડેલા છે પણ જો તે વહેલો એ સ્થિતિ પ્રાપ્ત કરે તો તેથી તે વધુ સુખી અને વધુ ઉપયોગી થઇ પડશે.

## જીંદગી—નિશાળનો એકજ દિવસ.

જેને 'જીંદગી' કહેવાને આપણે ટેવાઇ ગયા છીએ તે તો પ્રભુની દૈવી નિશાળનો એક દિવસ છે. એ શાળામાં ભણવા જવાને આપણે આપણું સ્થુલ શરીર ધારણ કર્યું છે. પૃથ્વીમાં અવતરીને જે દિવ્ય જ્ઞાન મેળવવા આપણે અહિં આવ્યા છીએ તેજ જીવનનો અંતિમ હેતુ છે. તેનાથી દૂર જનારાઓ અજ્ઞાનને લીધે એક જાતની અંધારી ખાઇમાંજ અટવાયા કરે છે. આમ અટવાવું તે એક જાતની ગંભીર મૂર્ખતા છે. આ વાત જે જાણે છે તે કીર્તિ, પૈસા અથવા શારિરિક વિલાસ માટે વલખાં મારનારાઓના પ્રયાસને બચ્ચાંની રમત જેવા ગણે છે. તેને મન એવાં વલખાં મનુષ્યની હલકી તૃષ્ણાઓને ઘડીભર તૃપ્ત કરવા માટે અમૂલ્ય આત્માનો ભોગ આપવા બરાબર છે. તત્વજ્ઞાની પૃથ્વીપરની નહિ પણ તેની પેલી પારની વસ્તુઓનો ભૂખ્યો બને છે તેનું કારણ એમ નથી કે તે સાચો માર્ગ જાણે છે પણ ખરૂં કારણ તો એ છે કે તે પાર્થિવ વસ્તુઓની તુચ્છતા સ્પષ્ટ રીતે સમજી શકે છે. તેની નજર હમ્મેશાં ઉંચેજ રહે છે કેમકે નીચેની વસ્તુઓ વિશ્વાસપાત્ર નથી એવી તેની ખાત્રી છે. તે એમ પણ જાણે છે કે હલકી વાસનાઓ અને લાગણીઓ તેની આંખ સામે અંધારી લાવી મેલે છે અને તેથી તે કંઇપણ સ્પષ્ટ નજરે જોઇ શકતો નથી. જ્યારે જ્યારે તેના અંતરમાં

નોકાન થાય છે અને સેંટ પોલના કથન પ્રમાણે "The law of the members warring against the law of the mind" જેવી સ્થિતિ થાય છે ત્યારે તેને તરતજ સ્મરણ થાય છે કે તેનો આત્મા ઉન્નત છે અને હલકી ભાવનાઓ તેની નથી પણ તે તો તેના કોઇ નિરંકુશ ભાવનો અંશ છે. તે હમ્મેશાં ઉન્નતતા તરફજ ઢળ્યો જાય છે—નીચે ગબડવાનું કદિપણ ધારતો નથી. હમ્મેશાં તે આત્માનોજ સાથી રહે છે કેમકે આત્માજ સાચો છે તે તે ખાત્રીપૂર્વક જાણે છે.

## આગળ વધવા વિના છૂટકોજ નથી.

વિકાસક્રમનો મહાન કાયદો આપણને સર્વને અચુક રીતે આગળને આગળ લઇ જાય છે. વહેલા અથવા મોડા આપણે સર્વે એક દિવસ ઉન્નતિના શિખરપર જરૂરજ જવાના છીએ; પણ જો આપણે દૈવી કાયદો વહેલા જાણીએ તો આપણી પ્રગતિ પણ અવસ્ય વહેલી થાય. ઉંચામાં ઉંચી અભિલાશાઓ અને ચાલુ પ્રયત્નો છતાં પણ આપણે ઘણી ભૂલો કરીશું અને રસ્તાપરથી આમ તેમ ગબડી પડીશું એ વાત સાચી છે પણ તેટલા માટે નિરાશાને હૃદયમાં સ્થાન આપવાની જરાપણ જરૂર નથી. આપણા લક્ષસ્થાને પહોંચવાને ભલે હજારોવાર આપણે નિષ્ફલ જઇએ. તો પણ કંઇ વાંધો નથી. આપણું ધ્યેય હજારમી નિરાશા વખતે પણ તેનું તેજ હોવું જોઇએ. અને આપણો નિશ્ચય પહેલી વારના જેવોજ કાયમ રહેવો જોઇએ. નિષ્ફલતાથી દુ:ખી થવું, આશા છોડી દેવી અને નિરાશાવાદને શરણે જવું તે તો કાયરનું કામ છે. એ કામ કરવું તો પડવાનુંજ છે. દરેકે એ ધ્યેયને વહેલા મોડા પહોંચવાનું તો છેજ. વિકાસક્રમના જે પગથિયાપર દરેક વ્યક્તિ ઉભી હોય ત્યાંથીજ તેને આગળ પ્રવાસ શરૂ કરવાનો છે. અમુક સ્થિતિ આવે ત્યાંસુધી થોભી જવાનો વિચાર નકામો છે. આમ હોવાથી

ભલે તે અનેકવાર રસ્તામાં ગબડી પડે તોપણ તેણે પાછા ઉભા થઇને આગળ વધવુંજ જોઇએ કેમકે એ રસ્તો કાપ્યા વિના તો છૂટકોજ નથી.

## કર્મનો અચલ કાયદો.

એ દૈવી માર્ગે આપણે જેમ વહેલા પડીએ તેમ વધુ સારૂં. આજે એ રસ્તે પડીએ તો તે થોડા વખત પછી પડીએ તેના કરતાં વધુ સરલ જણાય તેટલા માટે નહિ પણ જો આપણે દિવ્યતા મેળવવાનો હમણાજ પ્રયાસ કરીએ, અને થોડીક પ્રગતિ કરવાને શક્તિવાન થઇએ, તો તેથી આપણે અમુક ઉંચી સપાટીએ જઇ ઉભીએ તો જેઓ એટલા પણ ઉંચે ચઢી નથી શક્યા તેમને મદદ કરવાની, તેમને ઉપર લેવાને હાથ લંબાવવાની સ્થિતિમાં આપણે આવી શકીએ, આવી મુખ્ય ભાવનાથી આપણે એ પ્રવાસ આ પલથીજ શરૂ કરી દેવો જોઇએ. આપણે આમ કરવાથી પ્રભુની દૈવી યોજના સફલ કરવામાં ફૂલ નહિ તો ફૂલની પાંખડી તો જરૂર આપી શકીએ. યાદ રાખવું કે દરેક જણ એ યોજનામાં ભાગ લઇ શકે એવી સ્થિતિમાં હોય છેજ. માનવજાતિના આખા વિકાસક્રમને થોડે પણ અંશે આગળ વધારવાના પ્રસંગો દરેક જણને મળે છે. આપણી શક્તિ ભલે થોડી હોય, ભલે આપણે ગરીબ હોઇએ તોપણ જો આપણે પ્રભુની યોજના જાણતા હોઇએ, જો વિકાસક્રમના નિયમોથી માહિતગાર હોઇએ તો આપણાથી ઓછી શક્તિવાળા અને વધારે કંગાળ મનુષ્યોને ઉંચે ચઢાવવાનો જરૂર પ્રયત્ન કરીએ. થીઓસોફીના અભ્યાસીને જણાશે કે તે પોતાની હાલની હાલતમાં વિકાસને માર્ગે ધીમે ધીમે વધતો વધતો આવી પહોંચ્યો છે એટલે એકદમ પૂર્ણતા પ્રાપ્ત કરવી અશક્ય છે છતાં તે સાથે તે એમ પણ જાણે છે કે કાર્યકારણનો મહાન નિયમ અચુક પરિણામ લાવ્યા વિના રહેવાનો નથી. કર્મના મહાન કાયદા પ્રમાણે તે એક દિન જરૂર

પૂર્ણ પુરૂષ થવાનોજ છે. વિજ્ઞાનની પ્રયોગશાળામાં કે દુનિયાના વ્યવહારમાં કુદરતના જે નિયમો તથા તેની ગતિ આપણે જાણીએ છીએ તેનો ઉપયોગ કરી લઇ આપણે લાભ મેળવીએ છીએ તેવીજ રીતે થીઓસોફીનો અભ્યાસ મનુષ્યને કુદરતના બીજા અદૃશ્ય કાયદાઓ સમજાવી તે બુદ્ધિપુરઃસર એ કાયદાઓનો પોતાની માનસિક તથા નૈતિક ઉન્નતિમાં કેવી રીતે ઉપયોગ કરી શકે તે શીખવે છે.

## મોત વિષે ભૂલભર્યા ખ્યાલો.

થીઓસોફીનું શિક્ષણ જીવનમાં ઉતારવાથી સૌથી અગત્યનો લાભ તો એ થાય છે કે મૃત્યુ માટેનું આપણું વલણજ તદન ફેરવાઈ જાય છે. જન સમુહના મોટા ભાગે ફકત અજ્ઞાનને લીધે મૃત્યુના ભયથી જે બીનજરૂરી કંગાલયત અને દુઃખો સહન કર્યાં છે તે ગણ્યાં ગણાય તેમ નથી. આપણામાં મૃત્યુ વિષે ચાલતી અનેક જૂઠી અને મૂર્ખ માન્યતાઓએ ભૂતકાલમાં અનેક ખરાબી આણી હતી અને આજે પણ એ માન્યતા અવર્ણનીય ખરાબી કરી રહી છે. આવી સ્થિતિમાં મૃત્યુનો ભય નાબુદ કરનાર સિધ્ધાંત માનવજાતિને સૌથી વધુ કલ્યાણકર થઇ પડે એમાં જરાપણ શંકા નથી. આ કલ્યાણકર સિદ્ધાંત જેઓ પોતાના ગયા જન્મના અનુભવથી માની શકે તેઓને થીઓસોફી અર્પણ કરે છે. આ સિદ્ધાંત જાણનારના દીલમાંથી મૃત્યુનો ભય તદન નાબુદ થઇ જાય છે, તેનું દુઃખ પણ ઘણું ઓછું થાય છે અને દુઃખો તથા મૃત્યુનું તેના વિકાસક્રમમાં કયું સ્થાન છે તે સમજવાને તે ભાગ્યશાલી થાય છે.

મૃત્યુ શું છે તે જે જાણે છે તેણે પોતાના અથવા પોતાના પ્રિયજનના મૃત્યુથી બ્હીવાનું જરાપણ કારણ નથી. એ મૃત્યુ તો તેમને અગાઉ અનેકવાર ભેટી ગયું હતું. ખરૂં પૂછો તો મૃત્યુ સાથે આપણને બહુ જૂની મિત્રતા છે. જીવન અનંત છે—અમર છે. સ્થુલ

શરીરનો નાશ કરવાથી આત્મા બદલાતો નથી. જૂનાં વસ્ત્ર ફેંકી દેવાથી તે પહેરનાર બદલાતો નથી તેવીજ રીતે મનુષ્યે જૂનાં શરીરનો ઝભ્ભો પણ વખત આવ્યે તજી દેવાનો છે. મૃત્યુ તો જીવનનું એક કલ્યાણકારક સુંદર રૂપાંતર છે—ઉન્નતિને માર્ગે વધુ ઝડપી કુચ છે. આમ જે સમજે તે પોતાના મૃત્યુને વધાવી લે અને પોતાના પ્રિયજનોના મૃત્યુને તેમના કલ્યાણનું ગણી શકે. અલબત્ત, પ્રિયજનના મૃત્યુ વખતે પાર્થિવ માયાને લીધે દુઃખ તો થાય કેમકે અલ્પકાળ માટે તે તેમનાથી જૂદો પડે છે એમ તેને લાગે છે પણ થિઓસોફી જો જીવનની રગેરગમાં ભરી દીધી હોય તો દુઃખનું તો કોઇ સ્થલે ચિન્હ પણ જણાતું નથી.

## મોતની જુદાઇ સાચી નથી.

તત્વજ્ઞાનના વધુ ઉંડાણમાં ઉતરતાં સાબીત થાય છે કે મૃત્યુનો વિયોગ પણ ફક્ત બહારનોજ વિયોગ છે—તે સાચો વિયોગ નથી. મરી ગયલાં પ્રિયજનો આપણી નજીકજ હોય છે ને તેમને મળવા માટે ફક્ત ઉંઘનીજ જરૂર છે એટલે સુક્ષ્મ દુનિયામાં જીવ તેમને મળી શકે છે. પ્રિય જનોના મરણ પછી ઉંઘમાં સ્વપ્નમાં તેમને મળવાનો જે ભાસ આપણને ઘણીવાર થાય છે તે ખોટો નથી પણ ખરેખરજ, આપણને તેઓ મળે છે. તત્વજ્ઞાનીની નજરે આખી દુનિયા એકજ જણાય છે અને સ્થુલ આંખે દેખાય કે ન દેખાય તો પણ જગત્‌ના પ્રત્યેક અણુ પરમાણુપર એકજ ઇશ્વરી કાયદાનું તંત્ર ચાલે છે એવી તેની ચોકસ ખાત્રી હોય છે. પરિણામે એક શરીરમાંથી બીજા શરીરમાં જતાં તેને ભય કે વિચિત્રતા જણાતી નથી તેમજ આ જગત્‌ની પેલીપાર શું હશે તે વિષે તેને કંઇ શંકા પણ થતી નથી. થીઓસોફીના અભ્યાસીઓ તથા શોધકોએ અદ્રશ્ય જગત્‌નો એવો સચોટ નકશો તેને માટે દોરી રાખ્યો હોય છે કે દ્રશ્ય જગત્‌ની પેઠેજ તે અદ્રશ્ય જગત્‌ને પણ જોઇ શકે છે. અને તેથી જ્યારે તેના વિકા-

સને માટે અદૃશ્ય જગતમાં જવાનું જરૂરી જણાય ત્યારે તે જરા પણ અચકયા વિના દૃશ્ય જગતને છોડી જાય છે. દુનિયાદારીઓ જેને 'મોત' કહે છે તેને તે 'જીવનનું સુંદર રૂપાંતર' માને છે.

આ વિષયપર અનેક પુસ્તકો થિઓસોફીસ્ટોએ લખેલાં છે અને જેઓ ઉચ્ચ જીવન વિષે વધુ ઉંડા ઉતરવા માગતા હોય તેમને તે વાંચવાની હું સપ્રેમ વિનંતી કરૂં છું. અત્રે એટલુંજ કહેવું પૂરતું છે કે માણસ જે જે સ્થિતિમાંથી પસાર થાય છે તે તેણે પોતેજ પેદા કરેલી હોય છે. જે બુદ્ધિવાન તથા સેવાભાવવાળા હોય, જેઓ આ અદૃશ્ય જગતની હસ્તીનું જ્ઞાન ધરાવે છે અને જેઓ એ જગતના નિયમો જાણી લઇ પોતાના જીવનમાં વણી લે છે તથા તેનો ઉત્તમ રીતે ઉપયોગ કરી લે છે તેને માટે નવા નવા જ્ઞાનના બધા દરવાજા ખુલી જાય છે અને તે પોતાનું કલ્યાણ કરવા સાથે બીજાઓને પણ દોરી શકે છે. તે જોઇ લે છે કે આ જડ શરીરની બહાર એક એવું ચેતન છે–એક એવી જ્યોતિ છે કે જેની આગળ પૃથ્વીના વિલાસો કંઇ કામના નથી. તેના સ્પષ્ટ જ્ઞાન તથા શાંત વિશ્વાસમાંથી અનંત જીવનની શકિત ચમકી ઉઠે છે અને તેનો પ્રકાશ તેની આસપાસ પણ ફેલાય છે. દુનિયાના લોકો જેને 'જિંદગી' કહે છે તે તો અમર જીવનનો એકજ દિવસ છે. આ ભાવ આપણને થિઓસોફીએ સિદ્ધ કરેલા પુનર્જન્મના મહદ સિદ્ધાંત તરફ ઘસડી જાય છે.

## પુનર્જન્મ.

આ સિધ્ધાંત વિષે લોકોમાં ઘણી ગેર સમજુતી ફેલાયલી છે. કેટલાકો મનુષ્યો બીજે જન્મે પશુ થાય છે એવી વાતથી ગભરાય છે. કેટલાકો આ બીનાને હસી કાઢી પુનર્જન્મના સિદ્ધાંતનેજ ખોટો ઠરાવવા મથે છે. અહિં ખાત્રી આપવાની જરૂર છે કે મનુષ્ય જીવનમાંથી પશુ જીવનમાં જવા જેવી સ્થિતિ બનવાજોગ નથી. પશુ

જગતમાંથી પ્રગતિ કરીને મનુષ્ય માનવ જીવનમાં આવ્યો છે એ બીના સાચી છે પણ એકવાર આત્મા મનુષ્ય શરીરમાં આવ્યા પછી ગમે તેટલી ભૂલો કરે કે પોતાને મળતી ગમે તેટલી તકોનો લાભ લેવામાં નિષ્ફલ જાય તોપણ તે પાછો પશુ જીવનમાં તો નથીજ જતો. દુનિયાની જીંદગી તો મહાન-વિશાલ જીંદગીનો એક દહાડો છે. આ દુનિયા એક નિશાળ છે. તેમાં ભણતા વિદ્યાર્થીઓ, જો અમુક પાઠ ન શીખે તો નિશાળમાં એક વર્ગમાંથી બીજા વર્ગમાં જવાતું નથી તેવીજ રીતે તે પાઠ પાકો આવડી જાય ત્યાં સૂધી એકજ વર્ગમાં પડી રહે છે. બીજી ચોપડીમાં નાપાસ થનારને બીજે વર્ષે બીજીજ ચોપડીમાં રાખવામાં આવે છે પણ પહેલીમાં તો તો કદિપણ ઉતારી પાડવામાં આવતો નથી તેવીજ રીતે દુનિયાની મહાન નિશાળમાં પણ એજ નિયમે કામ લેવામાં આવે છે.

જેઓ તાત્વિક અભ્યાસ નથી કરતા તથા જેઓ આ સિદ્ધાંતમાં શમાયલું ગંભીર રહસ્ય સમજતા નથી તેઓ પુનર્જન્મના સિદ્ધાંત વિષે પ્રબલ વિરોધ દર્શાવે છે. પુનર્જન્મની તરફેણમાં બધા વિરોધીઓને ચૂપ કરી નાખે એવી અસંખ્ય દલીલો આ ટૂંકા નિબંધમાં નોંધાય તેમ નથી પણ*" થીઓસોફી " વિષેના સાહિત્યમાં સચોટ રીતે આ દલીલો આપવામાં આવી છે. આ બીના દૈવી વાણી પેઠે અંધ શ્રદ્ધાથી માની લીધેલી નથી પણ શોધકોએ સાયંસના પ્રયોગની પેઠે સિદ્ધ કરેલી છે.

જગતમાં પોતાનું ખરૂં સ્થાન શું છે તે વિષે ચોકસ જ્ઞાન મેળવવાથી પણ માણસને ઘણો લાભ થાય છે. બીજા મહાન આત્માઓના દૈવી વિકાસનું ભાન થવાથી તેના અંતરનું અભિમાન ગળાઇ જાય છે પણ તેજ સમયે તેની સામે પડેલા ચળકતા ભવિષ્ય વિષે તથા તેના લક્ષસ્થાનની ભવ્યતા વિષે ખાત્રી મળે છે અને એટલુંજ ભાન તેને આગળ અને આગળ વધવાને ઉત્તેજન આપે છે.

---

* મિસીસ બેસન્ટનું The Theosophy તથા મી. લેડબીટરનું The text of Theosophy વાંચો.

## કર્મનો કાયદો.

જે ત્રીજું સત્ય હમ્મેશાં લક્ષમાં રાખવાનું છે તે કારણ અને કાર્યના—આઘાત પ્રત્યાઘાતના અથવા જગતના યંત્રને બરાબર નિયમમાં રાખનારા કર્મના કાયદા વિષેનું છે. જો આપણે આ મહાન, અતુટ અને અચુક કાયદા વિષે માહિતી મેળવવી હોય તો આજસૂધી મનાતી આવેલી સજા અથવા બદલાની જૂની ધાર્મિક માન્યતાનો તદ્દન નાશ કરવો જોઇએ. આપણે જાણવું જોઇએ કે કુદરત જરાપણ વધારે ઓછી સજા કરતી નથી. પ્રભુના કાટલાં મનુષ્યોનાં કર્મો બરાબર તોલે છે. તે તોલીને લેછે તથા તોલીનેજ દે છે. કર્મનું જે પરિણામ આવ તે તે કર્મનોજ ભાગ છે—તેનો અદૃશ્ય અંશ છે એ બીના હમ્મેશાં આપણે ધ્યાનમાં રાખવી જોઇએ. આ કાયદાની નિરંતર નિયમિત રહેતી ગતિને લીધે મનુષ્ય પોતે જેવો હોય તથા જેવા સંજોગોમાં મુકાયો હોય તે સ્થિતિ તેણે પોતેજ પોતાનાં કર્મોથી પેદા કરેલી છે એ સિદ્ધ થાય છે અને જે આ કાયદો સમજીને વર્તે છે તે પોતેજ પોતાના ભાવીનો ઘડનાર બને છે.

જો કે ઘણા માણસોને આ વિચાર નવો લાગે છે પણ તે સમજતાં મુશ્કેલી પડે એમ નથી. આપણે બધા જાણીએ છીએ કે "વાવે તેવું લણે ને કરે તેવું પામે." આ જગજૂની કહેવતના ઉંડાણમાં ઉતરતાં તરતજ સમજાઇ જશે કે આપણે હમણા જે સારાં અથવા માઠાં ફળો ભોગવી રહ્યા છીએ તે આપણા આગલા ભવમાં કરેલાં કર્મોને આભારી છે. આપણે જગતમાં જે અસંખ્ય અસમાનતા જોઇએ છીએ તેનો ખુલાસો આપનાર આ સિવાય બીજી કોઇ પણ બુદ્ધિગ્રાહ્ય માન્યતા નથી. માણસ માણસમાં એટલો બધો ફેર છે, એક બીજાની સ્થિતિ તથા સંજોગો એટલા બધા જુદા પડે છે કે જેથી એક માણસ બીજાથી વધુ વિકાસ પામેલો તથા બીજો તેનાથી ઓછો વિકાસ પામેલો છે તે સ્પષ્ટ જણાઇ જાય છે. ઇશ્વરી ન્યાય પર અશ્રદ્ધા બતાવ્યા શિવાય કોઇ પણ બીજા સામાન્ય તર્કથી દુનિયામાં જણાતી જૂદી જૂદી અસમાનતાઓનો બુદ્ધિ પુરઃસર ખુલાસો આપવો અશક્ય છે. પણ જો આપણે સમજી જઇએ કે આત્માઓ જૂદા જૂદા યુગના છે તેથી તેમને જૂદી

જુદી તાલીમની જરૂર છે તો આ ગંભીર વિષયપર અજબ પ્રકાશ પડશે અને બધી મુશ્કેલી એક પછી એક દૂર થઇ જશે.

## જંગલી દશામાંથી સુધરેલી દશામાં.

જંગલી અને જડ માણસ તે આત્માનું બાલસ્વરૂપ છે. આજે જંગલીઓ જે સ્થિતિમાં છે તે સ્થિતિમાં જમાના પહેલા આપણે પણ હતા. આપણે આજે જે સ્થિતિમાં છીએ તે દશામાં એ જંગલીઓ પણ એક દિવસ—અનેક જીંદગીઓની તાલીમ લીધા પછી આવશે. જંગલી તરફ જોઇને જેમ આપણે એવો વિચાર કરીએ છીએ કે એકવાર આપણે પણ તેવા હતા તેવીજ રીતે મહાન પેગંબરો અને મહાત્માઓ તરફ જોઇને આપણે કેવા થઇશું તેનું આપણને ભાન થાય છે. આધ્યાત્મિક વિકાસમાં માનવીઓની શકિત ઉપરાંત આગળ વધેલા મહાત્માઓ પૂર્વે થઇ ગયા છે ને આજે પણ હયાત છે. બુધ્ધો, ક્રાઇસ્ટો અને બીજા મહાન પુરૂષો તથા તત્વજ્ઞાનીઓ એક દિવસ આપણે કેવા થઇશું તેની ખાત્રી આપે છે. આપણી સામે એક દાદર છે. એ દાદરના છેક ઉંચા પગથિયા પર આપણે ચઢવાનું છે. આપણે હમ્મેશાં છેક ઉપલાજ પગથિયા પર નજર રાખવાની છે. દરેક પગથિયા પર આપણે ઉંચા નીચા મનુષ્યો જોઇએ છીએ. આપણી નીચેના જ્યારે આપણને જુએ છે તથા આપણે જ્યારે આપણી ઉપરના આત્માઓને જોઇએ છીએ ત્યારે એ કામ મનુષ્યની શક્તિ ઉપરાંતનું નથી એવું આપણને ભાન થાય છે. કર્મના અતૂટ નિયમને લીધેજ આપણે પ્રગતિના દાદરપર ખાત્રીથી ચઢી શકીએ છીએ. બાહ્ય જગતમાં જેમ કુદરતના નિયમો જાણીને આપણે લાભ ઉઠાવીએ છીએ તેવીજ રીતે અમુક કામ કર્યા જતા કર્મના નિયમથી માહિતગાર થઇને માણસ બહુ જલદીથી દૈવી પંથે પ્રયાણ કરતો થઇ જાય છે.

હવા, વરાળ, વીજળી વિગેરે જો કુદરતના કાયદા પ્રમાણે કામ કરતાં ન હોત ને પોતાની મરજી પ્રમાણેજ ચાલતા હોત તો આપણે ટ્રામ, ટ્રેન કે કોઇપણ યંત્ર ચલાવી શકત નહિ. કેમકે ક્યારે અકસ્માત થશે તેનો કંઇ નિયમ રહેત નથી. પણ આપણે કુદરતના સ્થુલ કાયદા જાણી તે પ્રમાણે વર્તીએ છીએ ને વીજળી, હવા

તથા વરાળ પર કાબુ રાખીએ છીએ. ગુરૂત્વાકર્ષણનો નિયમ કદિપણ તૂટયો હોય એમ આજસૂધીમાં કોઇ કહી શકયું નથી. આબાદ એવીજ રીતે જ્યારે આપણે ખાત્રી પૂર્વક જાણી લઇએ કે આપણી ચાલુ શક્તિ, સંજોગો તથા યોગ્યતા આપણે આપણા ભૂતકાલમાંના આપણા વિચારો, ઇચ્છાઓ અને કર્મોથી પેદા કરેલાં છે એટલે તેજ પલે આપણને બીજી એક ખાત્રી મળે છે કે જો આપણે એ કાયદા અનુસાર ચાલીએ તો આપણી મરજી પ્રમાણે આપણું ભવિષ્ય, આપણા વિચારો તથા ઇચ્છાઓને યોગ્ય રસ્તે દોરીને ઘડી શકીએ.

## ઉતાવળે આંબા પાકતા નથી !

પણ આવું પરિણામ એકદમજ આવી જતું નથી. વિકાસક્રમની ગતિ મંદ હોયછે અને ખરાબ ટેવોનો નાશ થતાં ઘણો વખત લાગે છે. આપણે જ્યારે સ્પષ્ટ રીતે જાણી લઇએ કે આપણા હાલના સંયોગો આપણા ભૂતકાલના કર્મોનું પરિણામ છે ત્યારે આપણે એમ પણ સમજી શકીએ કે આપણે આપણા વર્તમાન ચારિત્ર્યને એવી રીતે ઘડીએ કે જેમાંથી ભવિષ્યમાં આપણું ધારેલું પરિણામ આવે. આ પરથી ખાત્રી થશે કે આપણું આખું ભવિષ્ય આપણા પોતાનાજ હાથમાં છે જો કે ભૂતકાલમાં કરેલા કર્મોનું બાકી રહેલું ફલ મળ્યા વિના રહેતું નથી. વિચાર અથવા વાસનાનું પરિણામ તુરતા તુરત આવી જતું નથી. કેટલીવાર આખું પરિણામ આવતાં ઘણાં વર્ષો તથા ઘણી જીંદગીઓ વહી જાય છે; છતાં કોઇ પણ કર્મનું પરિણામ આવ્યા વિના રહેતું નથી.

લોન્ગફેલો સાચુંજ કહી ગયો છે :

Though the mills of God grind slowly, yet
they grind exceeding small;
Though with patience stands He waiting,
with exactness grinds He all *

---

* પ્રભુની ઘંટી ધીમે ધીમે દળે છે પણ બહુજ ઝીણું દળે છે. તે શાંતિથી લાંબા વખત થોભે છે પણ અંતે બધું દળી નાખે છે.

આ મૂલ કાયદો સમજાતાં બધાય અગમ્ય ભેદો આપો આપ સમજાતા જાય છે. પ્રભુના દરબારમાં મહેરબાની પણ નથી ને ક્ષમા પણ નથી પણ અદલ ઇનસાફજ છે, એ વિચાર જો આપણા મનમાં ઠસી જાય તો જીવનની મુશ્કેલીઓ અને આફતોને આપણે નવાજ રૂપમાં જોઇએ. સામાન્ય માણસ નાની શી આફત આવતાંજ જાણે આખું જગત્ અંધકારમય હોય એમ માની લે છે. તેને કંઇજ સૂઝતું નથી બધું તેનાથી વિરૂદ્ધજ હોય એમ તેને લાગે છે. જીંદગી તેને ખારી ખારી લાગે છે ને તે માને છે કે તે કોઇ ખાસ સજાનો ભોગ થઇ પડયો છે જ્યારે ખરૂં જોતાં તો તેની મુશ્કેલી બહુ નાની અને નામનીજ હોય છે. થિઓસોફીનો અભ્યાસી કદિ પણ આવો નિરાશાવાદી હોઇ શકેજ નહિ. તેનું જ્ઞાન જીવનના ભેદને ભેદી નાખે છે. તે જાણે છે કે જે દુઃખ તેનાપર આવી પડે છે તેને તે લાયકજ છે. તેની ખાત્રી હોય છે કે તેના આ જીવનના ભૂતકાલના અથવા ઘણી જીંદગીઓ પહેલાંના તેનાં પોતાના વિચારો, વાસનાઓ તથા કર્મોના ચોકસ પરિણામ રૂપેજ તેનાપર દુઃખ આવ્યાં છે. આમ જ્યારે થાય ત્યારે ગરિબી, આફત અથવા કંગાલપતમાં પ્રભુનો અન્યાય છે એ વિચારજ નષ્ટ થઇ જાય છે.

જેમ દેવું ભરવું પડે છે તેમ કર્મનું ઋણ પણ ભરવુંજ પડે છે. તત્વ ચિંતક જ્યારે આફત આવે ત્યારે તે કેમ આવી છે તે તે જાણતો હોવાથી તે ખુશીથી સહી લે છે અને ભવિષ્યને માટે ઉમદા તૈયારી કરવા માંડે છે. આફત આવે ત્યારે બબડવાનું પણ નથી. સામાન્ય માણસો નાની આફતને નાહક મોટું રૂપ આપે છે. તે જરા જેવી બાબતને બબડી બબડીને મોટી બનાવે છે. ખોટો ભય રાખીને ડર્યા કરે છે અને તે પસાર થઇ ગયા પછી પણ તેનું સ્મરણ કરી દુઃખી થાય છે તથા ગુસ્સે પણ થાય છે.

## બ્હીકણોની ખોટી ફીકરો.

'ભવિષ્યમાં શું થશે ?' એ વિચારથી ઘણા માણસો મગજને દુખવતા નથી. બ્હીકણોની બ્હીકોનો ૯/૧૦ ભાગ તો માત્ર વહેમી ને તરંગીજ હોય છે. વળી જે આફત આવવાનો ભય રાખ્યો હોય છે તે પણ આપણે ધારીએ છીએ તેવી ગંભીર હોતી નથી. થીઓસોફીસ્ટપર દુઃખ

આવતા તે મૂર્ખ વિચારોથી તેને વધારતો નથી પણ તેને અનિવાર્ય માની લઇને શાંતિ તથા હિમ્મતથી સહી લે છે. યાદ રાખવું કે તે નાસભ વાદીની પેઠે ગરિબ ઘેંટા જેવી વૃત્તિથી સહન કરતો નથી. તે તો આફતનો પણ પોતાના આત્મ વિકાસમાં ઉપયોગ કરી લે છે અને સહનશીલતામાંથી હિમ્મત અને દૃઢતાના ગુણો ખીલવીને ભુતકાલનું કરજ ચુકવવા સાથે ભવિષ્યની મૂડી પણ તૈયાર કરે છે.

## આનંદી સ્વભાવ.

થિઓસોફીસ્ટ પોતાના નિરંતર આનંદી સ્વભાવ, નિર્ભય વૃત્તિ તથા બીજાને સહાય કરવાની તત્પરતાથી સામાન્ય દુનિયાદારીઓમાંથી તરતજ ઓળખાઇ આવે છે. આમ હોવા છતાં તે શરીરને ભારરૂપ ગણતો નથી. તે કોઇપણ પરમાણુનો વ્યય થવા દેતો નથી. તે પોતાના ભવિષ્યપરજ નહિ પણ પોતાની આસપાસના માણસોના જીવનપર પણ પોતાના વિચારોના આંદોલનો ( vibrations ) અસર કરે છે એ વિષે તેની ખાત્રી હોવાથી તે પોતાની શક્તિ બહુ સંભાળ પૂર્વક વાપરે છે. વિચારોમાં બલ રહેલું છે અને તેથી તે વિચારો દ્વારા ભલું અથવા બૂરું કરી શકે છે તે તે જાણે છે કોઇ પણ માણસ પોતાના એકાંત વાતાવરણમાં જીવતો નથી. તેના વિચારો બીજાઓ પર અસર કરે છે. જે જે વાસનાઓ તથા વિચારોના આંદોલનો તે વાતાવરણમાં ઉત્પન્ન કરેછે તે બીજાના મનપર અથડાય છે ને તેથી સારી અથવા માઠી અસર થાય છે.

## વિચારીને કામ કરો.

આ વાતનું ભાન થતાંજ દુનિયાના નૈતિક સૂત્રો કરતાં વધુ ઉંચા સામાજીક સૂત્રોના પાલન માટે તે તત્પર બને છે. તેને ભાન થાય છે કે તેના કર્મો અને શબ્દો પરજ તેણે કાબુ રાખીને બેસવાનું નથી પણ વિચારોપર પણ અંકુશ રાખવાનો છે કેમકે વિચારોની અસર સુક્ષ્મ જગતમાં બધા કરતાં વધુ પ્રબલ થાય છે. દાખલા તરિકે આ જમાનામાં માણસોમાં ખરાબમાં ખરાબ દુર્ગુણ ક્રોધનો છે. ક્રોધ એક જાતનો રોગ છે. અસંખ્ય માણસો તેથી પીડાય છે અને તેની સામે થનારા- ઓમાંના ઘણા નિષ્ફલ નીવડે છે. ક્રોધને વશ થનાર માણસ દરેક વખતે વાતાવરણમાંના ક્રોધના આંદોલનો સાથે સંબંધમાં આવે છે

અને તેથી બીજીવાર તરતજ ક્રોધને વશ થઇ છેવટે ક્રોધને પોતાનાપર જીત મેળવવા દે છે.

## ગુસ્સાપર જીત મેળવો.

પણ આટલાથીજ પતતું નથી. તેના ક્રોધના આંદોલનો તેની આસપાસનાઓને અસર કરે છે અને તેમની વાસનાઓને ક્રોધ વ્યક્ત કરવાને પ્રેરે છે. આમ હોવાથી જે વ્યક્તિ ક્રોધ સામે લડી રહી હોય તેને પણ ક્રોધી માણસ પોતાના આંદોલનોથી નુકસાન કરી તેના કાર્યને વધુ મુશ્કેલ કરે છે. પણ જો ક્રોધી બહાદૂરીથી પોતાની વાસનાપર જીત મેળવે અને પવિત્રતા, શાંતિ, માધુર્ય તથા પ્રેમના આંદોલનો બહાર મોકલે તો તેથી બીજાઓને લાભ કરે છે ને પોતાની શક્તિ પણ ખીલવે છે. આ કુદરતનો અભંગ કાયદો છે તેથી હમેશાં યાદ રાખવું કે જ્યારે આપણે વિચાર કરીએ છીએ ત્યારે આપણા મનમાં બીજા કોઇનો વિચાર ન હોય તો પણ બીજાઓપર આપણા સારા માઠા વિચારોના આંદોલનોની સારી માઠી અસર થાય છે.

## વિચારોની છુપી અસર.

પણ અજાણતાં જેમ આપણે આપણા વિચારોથી બીજાઓપર અસર કરીએ છીએ તેવીજ રીતે જાણી જોઇને પણ આપણે બીજાના કલ્યાણ માટે આંદોલનો મોકલી શકીએ. ઘણા દુઃખી મિત્રોને આશ્વાસન, પ્રેમ તથા હિમ્મતના આંદોલનો મોકલનાર તેમને અસીમ મદદ કરે છે. જેઓ વિચારોની અનંત શક્તિનો બુદ્ધિ પુરઃસર સન્માર્ગે ઉપયોગ કરે છે તેમની સામે એક નવી સૃષ્ટિજ ઉભી થઇ જાય છે. જ્ઞાન સૌથી મહાન શક્તિ છે ને જે આ કાયદો જાણે છે તે તેનો ઉપયોગ કરી શકે છે. તે વિચારોની અસર જાણતો હોવાથી કદિપણ બૂરા વિચાર કરતો નથી. કલ્યાણકર વિચારોથી-પ્રેમાલ વિચારોથી તે સૃષ્ટિને સહાય કરે છે.ને પોતે પણ ઉંચે ચડે છે. ટૂંકામાં જેણે મન જીત્યું તે જગ જીત્યો એમ જે કહેવાય છે તે સંપૂર્ણ સત્ય છે. એક પણ ખરાબ વાસના મનમાં ન જન્મે એટલે એની મેળે માણસ દેવ બનતો જાય છે.

## પ્રભુમય જીવન.

આવા માણસો નિરંતર ઉચ્ચ ભૂમિકામાં વિહરે છે. તે સર્વને જોઇ બધા તરફ સહનશીલતા બતાવે છે. કોઇપણ કામ અથવા ચળવળને તે આશાવાદી નજરે જુએ છે. કદિપણ તે નિરાશ થતો નથી. તે જાણે છે કે ખરાબી થોડા વખતની છે અને સત્ય અમર છે. જે સત્ય હશે, કલ્યાણકર હશે તેજ આખરે જીવંત રહે છે. આવા માણસો નિરંતર મનુષ્યને પ્રભુની છાંયામાંથી પ્રભુના પૂર્ણ સ્વરૂપમાં ફેરવવાના પ્રયાસમાં રહે છે ને તેથી વિકાસ ક્રમની વિરૂદ્ધના કોઇપણ કાર્યમાં ભાગ લેતા નથી.

ઉપલા નિબંધપરથી જણાશે કે થિઓસોફી કોઇ અવ્યવહારૂ કે અનિશ્ચિત સિદ્ધાંત શીખવતી નથી પણ તે બાલક, વૃદ્ધ, સ્ત્રી, પુરૂષ, વૈજ્ઞાનિક, કવિ, વેપારી, કલાકાર, રાજદ્વારી અથવા તત્વજ્ઞાની–બધાયને એક ઉચ્ચતમ જ્ઞાનનું દાન કરે છે. તે બધાને એક કરી પ્રેમના–બંધુભાવના સત્રો સૂણાવે છે ને વિશ્વબંધુભાવની અમર સાંકળ ગૂંથે છે. જ્યાં જ્યાં થીઓસોફીનો પ્રચાર થયો છે ત્યાંત્યાં તેની મધુર અસર જણાયા વિના રહી નથી અને ૪૯ વર્ષના ટૂંક સમયમાં તેણે વિશ્વવ્યાપક બંધુભાવના પ્રચારમાં પ્રશંસાપાત્ર વિજય મેળવ્યો છે.

## પૃથ્વીપર સ્વર્ગ.

થિઓસોફીના સિદ્ધાંતોપર નજર કરતાં તરતજ માલૂમ પડશે કે જો એ સિદ્ધાંતોને સામાન્ય જનસમુદાય અપનાવી લે તો પ્રજા પ્રજા વચ્ચે તથા કોમ કોમ વચ્ચેનાં યુધ્ધો અશક્ય થઇ પડે અને એ સિદ્ધાંતો પ્રમાણે જીવનારાઓના જીવન તેમના ચાલુ જીવનથી ઘણાજ ઉંચા ભાવથી ઉભરાઇ જાય. આ જ્ઞાન પોતે શકિત સ્વરૂપ છે એટલુંજ નહિ પણ વિકાસ છે–ઉન્નતિ છે–સત્યનો પ્રચાર છે અને સત્યનો પ્રચાર એટલે પૃથ્વીનું સ્વર્ગ તરફ પ્રયાણ ! આ નાના નિબંધમાં બતાવેલા ત્રણ મુખ્ય મુદ્દાઓજ આપણે જીવનમાં ઉતારી દઇએ તો પૃથ્વી સ્વર્ગજ થઇ જાય તે વિષે શંકાને સ્થાનજ રહેતું નથી.

## ઉપસંહાર.

બધી વસ્તુ કલ્યાણ માટેજ કામ કરે છે, દરેક ક્રિયા ભય

અને ચિંતા નાબુદ કરવા માટે છે, એકને ભોગે બીજો કદિપણ સુખી થઇ શકતો નથી એ ઉદાર ભાવના દૈવી જીવનના વિકાસ માટે જરૂરી છે, અસીમ સહનશીલતા તથા અગાધ સહાનુભૂતિની જગતને જરૂર છે, પશુ પંખી તેમજ મનુષ્યો અને વનસ્પતિઓ તરફ પણ દીલસોજી બતાવવાની દરેક જણની ફરજ છે, દરેક કામ, વિચાર કે લાગણીની બીજાપર અસર થાય છે તે માટે તે હમ્મેશાં કલ્યાણની ભાવનાવાળાંજ હોવાં જોઇએ, સાચો મનુષ્ય શરીર નહિ પણ આત્મા છે ને તેથી આત્માનું જીવન તે તેનું જીવન છે, આ દુનિયામાંનાં તેના કામ પર તેના વિકાસનો આધાર છે, મૃત્યુ ભયજનક નથી પણ તેનું રહસ્ય સમજી જઇ તેનો વ્હાલથી સત્કાર કરવાથી વિકાસને ગતિ મળે છે, દુનિયામાં અન્યાય થઇ શકતોજ નથી, લોકો પોતાના ભૂતકાલિન કર્મોનાજ પ્રતિબિંબ છે અને તેથી તેઓ જેવી સ્થિતિમાં હોય તે સ્થિતિને તેઓ લાયકજ છે, મનુષ્ય પોતેજ પોતાનો વિધાતા છે, દરેક વાસના, વિચાર તથા કર્મ તેના ભવિષ્યરૂપી ઇમારતની એક એક ઇંટ જેવાં છે તેથી દરેકે પોતાના મન, વચન અને કર્મને ફક્ત પૂર્ણાત્મા થવાના લોભને ખાતર નહિ પણ જનસમુદાયને ઉપયોગી થવાને ખાતર પવિત્ર રાખવાની જરૂર છે—આ બધી બાબતો જ્યારે માનવજાતિ સમજી જશે ત્યારે પ્રભુજીવનનો-પ્રેમ જીવનનો દૈવી લ્હાવો જગત્ ચાખશે અને પૃથ્વી સ્વર્ગની ફૂલવાડી બની જશે.

જેઓ થીઓસોફીનો અભ્યાસ કરશે તેઓ જૂના અભ્યાસીઓની પેઠે પોતાની બુદ્ધિ ખીલવી શકશે, પોતાની ભાવનાઓ અને મંતવ્યોને પવિત્ર અને ઉદાર બનાવશે અને નિરંતર ઉંચી ને ઉંચી ભુમિકામાં વિહાર કરવાના રસિયા બનશે. આ જ્ઞાન મેળવનારને કદિ પણ પસ્તાવાનો વખત આવતો નથી. ઉલ્ટું તેઓ ભવિષ્યમાં આ મહાન વિશ્વવ્યાપક સિદ્ધાંતના અભ્યાસ માટે થિઓસોફીના નિરંતર આભારી રહેશે. સર્વ પ્રજાને, સર્વ દેશને, પ્રત્યેક મનુષ્યને, વનસ્પતિ, પશુ તથા પક્ષીને, જગતના દરેક અણુ પરમાણુને એક કરી વિશ્વમાં પ્રેમધર્મ અને વિશ્વબંધુભાવનાનો પ્રચાર કરનાર એક માત્ર જ્ઞાન બ્રહ્મ વિદ્યામાંથી મળે છે જેને આપણે આ યુગમાં 'થીઓસોફી' કહીએ છીએ.

# થીઓસોફીકલ સોસાઇટી.

થીઓસોફીકલ સોસાઈટી સન ૧૮૭૫ ના નવેમ્બર માસની ૧૭ મી તારીખે અમેરીકાના ન્યુયોર્ક શહેરમાં પ્રથમ સ્થપાઈ હતી. તે અમુક પંથ નથી. પરંતુ સત્ય શોધનારાઓનું મંડળ છે.

## તેના હેતુઓ.

૧ મનુષ્ય માત્રના ભ્રાતૃભાવનું કેંદ્ર (મધ્ય બિંદુ કે જયાંથી તમામ જગ્યાએ ફેલાવો થઈ શકે તે) સ્થાપવું અને તેમાં જ્ઞાતિ જાતિ, મત અથવા વર્ણના બાધ આવવા દેવો નહિ. એટલે કે તેમાં દરેક જ્ઞાતિ, જાતિ (પુરૂષ અથવા અથવા સ્ત્રી), ધર્મ અને રંગના માણસો દાખલ થઈ શકે છે.

૨ જુદા જુદા ધર્મ, તત્વદર્શનો અને સાયન્સના અભ્યાસ કરવામાં ઉત્તેજન આપવું.

૩ કુદરતના અત્યાર સુધી નહિ સમજાયેલા નિયમો અને મનુષ્યની ગૂઢ શક્તિઓની શોધ કરવી થીઓસોફીકલ સોસાઈટી અભ્યાસ કરનારાઓનું મંડળ છે. તેઓ પોતાને ઠીક પડે તે ધર્મ પાળે છે અથવા કેટલાએક કોઈ પણ ધર્મ નથી પાળતા. ઉપર જણાવેલા હેતુઓ કબુલ રાખવાથી અને જુદા જુદા ધર્મના અનુયાયીઓમાં પડતો વિરોધ દૂર કરવાની ઈચ્છાથી તેઓ એકત્ર થયાં છે. ધર્મ સબંધી જુદા મત ધરાવનારા પરંતુ શુભેચ્છાવાળા તમામ મનુષ્યોને એકઠા કરવાની અને જુદા ધર્મોનાં રહસ્યનો અભ્યાસ કરી તેનો લાભ બીજા બંધુઓને આપવાની તેઓ ઈચ્છા રાખે છે. અભ્યાસ, ધ્યાન, શુદ્ધ જીવન અને ઉચ્ચ ભાવનાઓના પાલનથી સત્યની શોધ કરવી જોઈએ એવી તેમની માન્યતા છે. તેઓ બધા તરફ માનની દ્રષ્ટિથી જુવે છે. જેઓ બીજાના અભિપ્રાય વિગેરેને માન આપી શકતા નથી તેવાઓને પણ તેઓ માન આપે છે. દરેક ધર્મ, બ્રહ્મવિદ્યા–ઈશ્વરીજ્ઞાન–નું દર્શન છે અને તેથી બીજાઓના ધર્મનો તિરસ્કાર નહિ કરતાં, તેનો અભ્યાસ કરવાનું તેઓ પસંદ કરે છે અને અજ્ઞાન દૂર કરવાનો તેઓ પ્રયત્ન કરે છે. અજ્ઞાનીને દંડવાનો પ્રયત્ન તેઓ કરતા નથી.

આ ચોપાનીયું, નં. ૫૯, ધસવાડી, લુહાર ચાલ સ્ટ્રીટ, ધોબીતલાવ, મુંબઈમાં "ભારત-સેવા" પ્રીન્ટીંગ પ્રેસમાં રા. હરજીવન કાલિદાસ મહેતાએ છાપ્યું. અને અલાવા ટરફી લોજના "પ્રોપેગેન્ડા ફંડ" હસ્તક છપાવી પ્રગટ કર્યું છે. પ્રત ૧૦૦૦